ગોસ્વામી શ્રીદ્વારકેશજી પ્રદર્શિત

# શ્રી સરસ્વતી સ્થાપન-પૂજન પ્રકાર અંગે બે શબ્દો

લેખક - પૂ.ગો.શ્રીચન્દ્રગોપાલજી મહારાજશ્રી - વડોદરા.

(વૈષ્ણવોએ પોતાના ગૃહમાં શ્રીમહાપ્રભુજી - શ્રીગુસાંઇજી તથા શ્રીવલ્લભવંશજ આચાર્યો દ્વારા લખાયેલા ગ્રન્થોનું આસો માસમાં ઉક્તવિધિ પ્રમાણે શક્યતાનુસાર અવશ્ય સ્થાપન-પૂજન કરવું જોઇએ. સદર પંચાંગમાં તેમજ બધી જ ટિપ્પણીઓમાં આસો સુદના પૃષ્ઠમાં સરસ્વતીપૂજન છાપેલું હોય છે તે દિવસથી પૂજન ૩ કે ૪ દિવસ કરવું.)

**-સમ્પાદક વૈષ્ણવ પંચાંગ**

પ્રતિ આશ્વિન શુકલમાં જે દિવસે (અંદાજે છઠે કે સાતમે)પ્રાતઃ મૂલનક્ષત્ર હોય તે દિવસે શ્રીમહાપ્રભુજીનાં-શ્રીગુસાંઇજીનાં તથા પ્રાચીન માર્ગીય આચાર્યમહાનુભાવો -વિદ્વાનોના લખેલા - લખાવેલા ગ્રન્થો હોય (સંસ્કૃતમાં કે વ્રજભાષામાં), તે ગ્રન્થોને એક સિંહાસન યા પાટ અથવા પટ્ટા ઉપર વસ્ત્ર બિછાવી, તેનાં ઉપર ગ્રન્થો પધરાવી, પીળુ અથવા કેસરી વસ્ત્ર ધરાવી આ ગ્રન્થમાં જણાવ્યા મુજબ પ્રસ્થાપન કરવું તથા વિસર્જન પર્યન્ત રોજ યથાવિધિ પૂજન કરવું. આ પૂજન એ સાધારણ પ્રકારની કોઇ વિભૂતિરૂપા દેવીનું પૂજન નથી પરન્તુ સાક્ષાત્ ભગવદ્ વાક્ સ્વરૂપ શ્રી આચાર્યચરણનું વાણી સ્વરૂપે આ પૂજન છે એમ શ્રી પુરુષોત્તમચરણે સરસ્વતીસ્થાપનવાદમાં કુશલતાપૂર્વક પ્રતિપાદન કર્યું છે, જેનો ઉલ્લેખ આ ગ્રન્થમાં પણ આરંભે શ્રીદ્વારકેશજી કરે છે, તેમજ પૂજન પદ્ધતિના અન્તે आचार्यवाचः વિગેરે તેમજ नमो वाक्पतये वाचे श्रीवल्लभाचार्यरूपिणे વિગેરે વાક્યો કે જે સ્તુતિ-પ્રાર્થના રૂપે પૂજન પદ્ધતિમાં લખ્યા છે તેનાથી પણ સમજી શકાય છે. આ ગ્રન્થમાં દર્શાવેલ વેદ મંત્રો સહિતનો પૂજન પ્રકાર જેઓ વેદ મંત્રના અધિકારી છે અને જેઓ ઉપવીત વિગેરેથી યુક્ત છે તે લોકોએ આ પ્રકારનું પૂજન વેદમંત્ર સહિત

કરવું. જે લોકોનો યજ્ઞોપવીત સંસ્કાર નથી થયો તેવા બાકીના ઇતર લોકોએ - વૈષ્ણવોએ વેદમંત્રનો પ્રયોગ ન કરવો હિતાવહ અને વધુ યોગ્ય છે. તેવા વૈષ્ણવોએ પૂજન-સ્થાપન વિગેરેનો પ્રકાર આજ પ્રમાણે રાખી, પૂજન પદ્ધતિમાં જણાવ્યા મુજબ સંકલ્પ કરીને ત્યારબાદ આગળ જે લોકોના યજ્ઞોપવીત નથી થયા તેવા લોકોએ કરવાના પૂજનની પદ્ધતિમાં જણાવ્યા મુજબ પૂજન કરવું. તથા શ્રીવલ્લભાષ્ટક, શ્રીસ્ફુરત્કૃષ્ણપ્રેમામૃત તથા શ્રીસર્વોત્તમસ્તોત્રનો ઉચ્ચસ્વરે ઉચ્ચારણપૂર્વક પાઠ કરતાં પૂજન કરવું તથા ફલ,દૂધઘર, નાગરી, સૂકોમેવો વિગેરે ભોગ સમર્પવો, ધૂપ-દીપ - આરતી વિગેરે સર્વ જેમ શ્રીપ્રભુને સેવામાં કરવામાં આવે છે તેમ કરવું.

જો વેદમંત્રસહિત સ્થાપન-પૂજન કરવામાં આવે ત્યારે શક્ય હોય ત્યાં સુધી કોઇ જાણકાર વિદ્વાન વૈષ્ણવ બ્રાહ્મણને બોલાવી તેમના દ્વારા પૂજનાદિ સમ્પન્ન કરાવવું.

સ્થાપન સમયે તેમજ પ્રતિદિન પૂજન સમયે દરેકે આ મુજબ જ હૃદયમાં ભાવના રાખવી કે હું વાણીસ્વરૂપમાં શ્રી આચાર્યચરણનું પૂજન કરી રહ્યો છું અને શ્રીમહાપ્રભુની વાણીનું આ પૂજન શ્રીસુબોધિની, અણુભાષ્ય,ષોડશગ્રન્થો, નિબન્ધ વિગેરેમાં દર્શાવાયેલા ઉત્તમભાવો, પરમ કૃપાળુ એવી શ્રીવલ્લભવાણીની અનહદ કૃપાથી મારા હૃદયમાં સ્થિર થાઓ અને પુષ્ટિભક્તિના ભાવો હૃદયમાં સ્થિર થઇ શુદ્ધપુષ્ટિભક્તિ સિદ્ધ થાઓ. આવી વિભાવના સેવી સ્થાપન-પૂજન કરવું.

આજે પ્રાયઃ કરીને વૈષ્ણવો શ્રીવલ્લભવાણીથી વિમુખ બનતા જઇ રહ્યા છે કે જેવાઓ માટે શ્રીહરિરાયચરણ वृथा तज्जन्म भूतले એમ જણાવે છે, આના પરિણામે વૈષ્ણવ કુટુમ્બમાં જન્મીને પણ, બ્રહ્મસમ્બન્ધાદિ પુષ્ટિમાર્ગીય સેવા-દીક્ષા ગ્રહણ કરીને પણ અને યથાશક્તિ ભગવત્સેવા કરીને પણ તે વૈષ્ણવોના જીવનમાં જે સેવાની સિદ્ધિ યા તો જે ભક્તિના અનુભવો સિદ્ધ થવા જોઇએ તે વર્ષો પછી પણ સિદ્ધ થતા નથી. અતઃ આધુનિક વૈષ્ણવો ભૂલ્યા ત્યાંથી સવાર સમજીને પોતાની ખોટી પદ્ધતિઓ અને માન્યતાઓ ત્યાગી સત્યમાર્ગે - પુષ્ટિના માર્ગે પ્રયાણ આરંભવા શ્રીવલ્લભ વાણી તરફ પાછા વળે અને તેમના

ઉપર શ્રીઆચાર્યચરણની કૃપા થઇ શ્રીવલ્લભસિદ્ધાન્તમાં તેમની પ્રીતિ-રુચિ-ભક્તિ સિદ્ધ થાય અને તે દ્વારા તેઓ પુષ્ટિમાર્ગની ઉત્કૃષ્ટતાને પામે તેવા શુભ આશયને હૃદયમાં રાખી આ લેખ અત્રે પ્રકાશિત કર્યો છે. આ બાબતમાં કોઇના કોઇ પણ પ્રકારના સૂચન વિગેરે હશે અને તેઓ પત્ર દ્વારા નીચે જણાવેલા અમારા સરનામે લખશે તો તેનાં પર અવશ્ય યોગ્ય વિચાર કરી આ પુસ્તિકાના પુનઃ - પ્રકાશનમાં તેને સ્થાન આપવાનો પ્રયત્ન કરીશું.

આ લેખ આથી પહેલા વિ.સં. ૨૦૦૫માં સુરતથી નિ.લી.પૂ.શ્રી દાદાજી મહારાજ (નિ.લી.પૂ.પા.ગો.૧૦૮ શ્રી વ્રજરત્નલાલજી મહારાજશ્રી સુરત)ની આજ્ઞા અને પ્રબન્ધબલે પ્રકાશિત કરવામાં આવ્યો હતો. પરન્તુ એમાં કેટલીક બાબતો અધૂરી હોવાથી તેમજ તેમાં વેદ મંત્રોની સંજ્ઞા માત્ર જ છાપવામાં આવી હોવાથી પૂજનકર્તા માટે તે સુગમ પ્રકાર બનતો ન હતો. પરન્તુ આને આજ લેખન પ્રાચીન પરમ્પરાથી કાંકરોલીવાળા પૂ. ગો. શ્રી વ્રજેશકુમારજી મહારાજ પાસે સુરક્ષિત છે અને તે મુજબજ તેઓશ્રીના ગૃહમાં પ્રતિવર્ષ સ્થાપન-પૂજન થાય છે એવી મારી જાણકારી હતી, અને તેથી આની સાથે મેળવવા મેં તેઓશ્રી સમક્ષ રજુઆત કરતાં તરત જ સહૃદયતા-સૌજન્યતાપૂર્વક વિના વિલમ્બે તેમણે હસ્તપ્રત મને બતાવી, હસ્તપ્રત જોતાં -વાંચતાં મને એમ લાગ્યું કે ખરેખર આ બન્ને એક જ છે પરન્તુ આ હસ્તપ્રતમાં પૂર્ણ પ્રકારનું લેખન પણ છે અને વેદમંત્રો પણ પૂરેપૂરા સસ્વર લખાયેલા છે અતઃ આને જ છાપવામાં આવે તો ઘણી જ સુગમતા થઇ પડે, તેથી મેં ત્યારે જ આદરણીય ગો.શ્રી વ્રજેશકુમારજી મહારાજશ્રી પાસે મનમાં આવેલી ભાવના વ્યક્ત કરતાં કોઇ પણ પ્રકારની આનાકાની વિના અતિ ઔદાર્યપૂર્વક તેઓશ્રીએ આની નકલ ઉતારી લેવા મને સમ્મતિ આપી. આ તેઓશ્રીના ઔદાર્ય બદલ હું તેઓશ્રીનો ઘણો જ ઋણી છું અને આ રીતે તેમણે સમગ્ર વૈષ્ણવ સમાજ પર પરમ ઉપકાર કર્યો છે.

આ સમયે ઇતર કાર્યોમાં તેમજ પંચાંગ પ્રકાશનના વિવિધ કાર્યોમાં મારી ઘણી જ વ્યસ્તતા હોવાથી સમયના અભાવને લઇને આ કાર્ય માટે ઉત્સાહી અને કાર્યકુશલ તેમજ અતિશય સહૃદયી એવા અમારા ભ્રાત્રેય

ચિ.શ્રી યોગેશકુમારજીને આ હસ્તપ્રતની નકલ ઉતારી પ્રેસકોપી તૈયાર કરી આપવા મેં જણાવ્યું તો જાણે કે મારા દ્વારા તેમને આ કાર્ય સોંપવાથી કોઇ મહાન સમૃદ્ધિ મળી ગઇ હોય તેવો ઉત્સાહપૂર્વકનો તેમણે પ્રતિભાવ દર્શાવ્યો અને તેમણે પ્રેસકોપી તૈયાર કરવા સુધીનું કાર્ય તેમજ ત્યારબાદ આનું પ્રુફ રીડીંગ કરવાનું કાર્ય પણ તેમણે જ ઉત્સાહપૂર્વક અને શીઘ્રતાથી સમ્પન્ન કર્યું. એમનો આ પ્રતિભાવ અને લાગણી તેમજ શ્રીવલ્લભ સિદ્ધાન્તની સેવામાં તેમની તત્પરતા જોઇ મારું મન તેમને માટે અતિશય પ્રસન્ન થયું છે અને તેઓ આથી પણ વધુ શ્રીવલ્લભ સિદ્ધાન્તની - સમ્પ્રદાયની સેવામાં આજીવન તત્પર રહી વિપુલ યશભાગી બની શ્રી મહાપ્રભુની પ્રસન્નતા અને કૃપાને તેઓ પામે તેવા તેમને અમારા હાર્દિક અનેક શુભાશિષો આથી આપું છું.

વડોદરાના પરમ ભગવદીય અને અગ્રગણ્ય એવા ગો.વા.શ્રીપનાલાલ પંડ્યાના સુપુત્ર અને મહારાજા સયાજીરાવ વિશ્વવિદ્યાલયમાં આર્ટસ ફેકલ્ટીના સંસ્કૃત-પાલી-પ્રાકૃત વિભાગમાં રીડરના પદે રહી પોતાની સેવા આપી રહેલા શ્રીભગવત્પ્રસાદજી પંડ્યાને સહુની સુગમતા માટે અનુવાદ કરવા જણાવતાં આ કાર્ય માટે કોઇ પણ પ્રકારનો ચાર્જ નહિ લેતાં આ કાર્યને શ્રીમહાપ્રભુની સેવાનું કાર્ય સમજી અનુવાદ કરી આપવા સમ્મતિ આપી અને સરળ ભાષામાં અનુવાદ કરી આપ્યો તે બદલ તેમનો પણ હું ઋણ સ્વીકાર કરું છું.

ગોસ્વામી ચન્દ્રગોપાલ
વડોદરા.

વિ.સં.૨૦૫૩ ગુર્જર ભાદ્રપદ કૃષ્ણ - ૧૨
શ્રીગોપીનાથજી ચરણનો પ્રાદુર્ભાવ મહોત્સવ દિવસ
રવિવાર તા.૨૮-૯-૧૯૯૮
વડોદરા.

## श्री द्वारकेशचरणविरचितः

# श्रीसरस्वतीस्थापनपूजनादिप्रकार : ॥

श्रीकृष्णाय नमः ॥ अथ सरस्वतीस्थापनप्रकार ॥ नत्वा श्री वल्लभाचार्यान् तत्प्रदर्शितमार्गतः ॥ सरस्वती स्थापनीयप्रकारोऽयं विविच्यते ॥१॥ तत्र तावद् वैष्णवानां सरस्वतीस्थापनं कर्तव्यं तत्तु श्रीपुरुषोत्तमैः सरस्वतीस्थापनवादे प्रतिपादितमेवास्तीति नास्माभिः प्रपञ्च्यते ॥ किन्तु समयप्रकारावुच्येते ॥ तत्र निर्णयसिंधौ देवीपुराणे ॥ मूलेषु स्थापनं देव्याः पूर्वाषाढासु पूजनम् । उत्तरासु बलिं दद्याच्छ्रवणेन विसर्जयेत् ॥१॥ रूद्रयामलेऽपि ॥ मूलऋक्षे सुराधीश पूजनीया सरस्वती । पूजयेत्प्रत्यहं देव यावद्वैष्णवमृक्षकम् । नाध्यापयेन्न च लिखेन्नाधीयीत कदाचन । पुस्तके स्थापिते देव विद्याकामो द्विजोत्तमः ॥२॥ निर्णयामृते ॥ मूलेनागमनं देव्याः पूर्वाषाढासु पूजनम् । उत्तरासु बलिं दद्याच्छ्रवणे चापराजिता ॥१॥ इति पाठः । क्वचित्तु ॥ मूलेनावाहयेद्देवीं श्रवणेन विसर्जयेत् । मूले चावाहयेद्देवीं श्रवणेन विसर्जयेत् इत्यपि ॥ भगवद् भास्करे समयमयूखे संग्रहेऽपि ॥ आश्विनस्य सिते पक्षे मेधाकामः सरस्वतीम् ॥ मूलेनावाहयेद्देवीं श्रवणेन विसर्जयेत् ॥१॥ अत्र 'नक्षत्रे च लुपी'ति सूत्रेणाधिकरणे तृतीया ॥तेन मूलयुक्तकाले श्रवणयुक्तकाले इत्यर्थः ॥ अत्र प्रथमत्यागे मानाभावान्मूलाद्यपादे आवाहनं, श्रवणाद्यपादे विसर्जनमिति निर्णयसिन्धुः ॥ एतच्चाद्यपादस्य मध्याह्नात् प्राग्लाभे सरस्वत्या देवीत्वेन तत् पूजनरूपदेवकार्यस्य पूर्वाह्णे एव कर्तव्यत्वात् ॥ आदिपादो निशायां तु श्रवणस्य यदा भवेत् ॥ संप्रेषणं तदा देव्या दशम्यां च महोत्सवः ॥ इति निर्णयसिन्धुधृतब्रह्माण्डवचनाच्च ॥ अत्र चकारः समुच्चयार्थकः ॥ संप्रेषणं विसर्जनम् । अत्र नक्षत्रक्षये दिनत्रयं पूजनम् ॥ वृद्धौ तु पञ्चदिनमपि ॥ यदा उदये ज्येष्ठा स्वल्पा पूर्वाह्णे मूलाद्यपादः ॥ तदपि पंचदिनम् यदा च पूर्वदिने मध्याह्नपर्यन्तं ज्येष्ठा, मूलाद्यपादश्चापराह्णे द्वितीयेऽह्नि

ह्रासवशात् स्वल्पं मूलर्क्षं तदा सा तिथिस्तच्च नक्षत्रं यस्यामभ्युदितो रविरिति वचनात् द्वितीयेऽहनि मूलान्तपादे पूजनम् ॥ मूले स्वल्पे पूर्वाषाढाद्यपादे स्थापनम् ॥ नत्वाद्यपादाग्रहः कार्य इति संक्षेपः ॥ एवमेव विसर्जनेपि ज्ञेयः ॥ श्रवणे स्वल्पे धनिष्ठाद्यपादेऽपि विसर्जनम् ॥

## ॥ अथ पूजनप्रकारः ॥

तत्र तावत् पवित्रायां भूमौ हरिद्रादिरचिताष्टदलादिकं विधाय तदुपरि सुवस्त्राच्छादितपीठे पुस्तकानि संस्थाप्य पूजयेत् ॥ तत्रादावाचम्य प्राणानायम्य ॥ ॐ हरिः ॐ भद्रंकर्णेभिः श्रृणुयाम देवाः भद्रं पश्येमाक्षभिर्यजत्राः । स्थिरैरङ्गैस्तुष्टुवां सस्तनूभिर्व्यशेम देवहितं यदायुः ॥ ॐ स्वस्ति न इन्द्रो वृद्धश्रवाः स्वस्तिनः पूषा विश्ववेदाः । स्वस्ति नस्ताक्ष्र्यो अरिष्टनेमिः स्वस्ति नो बृहस्पतिर्दधातु ॥ ॐ शांतिः शांतिः शांतिः ॥ इत्यन्तं पठित्वा ॥ सुमुखश्चैकदन्तश्च कपिलो गजकर्णकः ॥ लम्बोदरश्च विकटो विघ्ननाशो गणाधिपः ॥१॥ धूम्रकेतुर्गणाध्यक्षो भालचन्द्रो गजाननः ॥ द्वादशैतानि नामानि यः पठेच्छ्रुणुयादपि ॥२॥ विद्यारम्भे विवाहे च प्रवेशे निर्गमे तथा ॥ संग्रामे संकटे चैव विघ्नस्तस्य न जायते ॥३॥ शुक्लाम्बरधरं देवं शशिवर्णं चतुर्भुजम् ॥ प्रसन्नवदनं ध्यायेत् सर्वविघ्नोपशान्तये ॥ ४ ॥ अभीप्सितार्थसिद्ध्यर्थं पूजितो यः सुरासुरैः । सर्वविघ्नच्छिदे तस्मै गणाधिपतये नमः ॥ ५ ॥ वागीशाद्या सुमनसः सर्वार्थानामुपक्रमे ॥ यन्नत्वा कृतकृत्याः स्युः तं नमामि गजाननम् ॥ ६ ॥ इति गणेशं प्रणम्य ॥ हस्ते सपीताक्षतं जलं गृहीत्वा ॥ ॐ विष्णुर्विष्णुर्विष्णुः इत्यादि शुभतिथावित्यन्तमुक्त्वा मम श्रीमदाचार्यकृपया कायिक-वाचिक-मानसिक सांसर्गिक सर्वविघ्ननिर्हरणपूर्वकं श्रीमदाचार्योक्तिसुबोधसिद्ध्यर्थं भगवल्लक्षणायाः (भगवच्छास्त्रोदितब्रह्मविद्याप्राप्तिद्वारा श्रीगोवर्द्धनधरप्रीत्यर्थं भगवन्नामात्मक)

श्रीभागवतादि स्वरूपायाः सरस्वती-देव्याः पूजनं प्रतिष्ठावाहनानि च करिष्ये ॥ इति पूर्वदिने ॥ प्रत्यहं तु पूजनं करिष्ये ॥ इति संकल्प्य ॥ पुस्तकेष्वक्षतान्निक्षिपेत् ॥ ॐ तदस्तुमित्रा वरुणा तदग्ने शंयोरस्मभ्यमिदमस्तुशस्तम् ॥ अशीमहि गाधमुत प्रतिष्ठां नमो दिवे बृहते सादनाय ॥ गृहा वै प्रतिष्ठा सूक्तं तत्प्रतिष्ठिततमया वाचा शंस्तव्यं तस्माद्यद्यपि दूर इव पशू लभते गृहाने वै नानाजिगमिषति गृहा हि पशूनां प्रतिष्ठा प्रतिष्ठा ॥ अनेन मंत्रेण प्रतिष्ठाप्य ॥ सरस्वतीमावाहयामि ॥ अनेनावाह्य, देवि सरस्वति, इहागच्छ, प्रथमदिन एव कार्यम् ॥ ॐ आशासानः सुवीर्यं रायस्पोष स्वश्रियम् बृहस्पतिना राया स्वगाकृतो मह्यं यजमानाय तिष्ठ ॥ इति मंत्रेणासनं समर्प्य ॥ ॐ चरणं पवित्रं विततं पुराणं येन पूतस्तरति दुष्कृतानि । तेन पवित्रेण शुद्धेन पूता अति पाप्मानमरातिं तरेम ॥ इत्यनेन पाद्यं समर्प्य ॥ ॐ भूर्भुवः स्वः (सुवः) तत्सवितुर्वरेण्यं (णीयं) भर्गो देवस्य धीमहि । धियो यो नः प्रचोदयात् ॥ इत्यनेन अर्घ्यम् ॥ आपो हिष्ठामयोभुवस्तान ऊर्जे दधातन । महेरणाय चक्षसे ॥ योवः शिवतमो रसस्तस्य भाजयते हनः । उशतीरिव मातरः ॥ तस्मा अरंगमामवो यस्य क्षयाय जिन्वथ । आपोजन यथाचनः ॥ अनेन आचमनम् ॥ इमं मे गंगे यमुने सरस्वति शुतुद्रि स्तोम सचता परुष्ण्या (ष्णिया) असिक्न्या (क्निया) मरुद्वृधे वितस्तयाऽऽर्जीकीये श्रृणुह्या सुषोमया ॥ (ऋ १०/७५/५) इति स्नानम् ॥ युवं वस्त्राणि पीवसा वसाथे युवोरच्छिद्रा मन्तवो ह सर्गाः ॥ अवातिरतमनृतानि विश्व ऋतेन मित्रावरुणा सचेथे ॥ (ऋ १/१५२/१)इति वस्त्राणि परिधाप्य ॥ गंधद्वारां दुराधर्षां नित्यपुष्टां करीषिणीम् । ईश्वरीं सर्वभूतानां तामिहोपह्वये श्रियम् ॥ इति गंधं समर्प्य ॥ अक्षितोऽस्यक्षित्यै त्वामामेक्षेष्ठा ।अमुत्रामुष्मिंल्लोके ॥ इत्यक्षतानि समर्प्य । आयने ते परायणे दूर्वा रोहन्तु पुष्पिणीः ॥ ह्रदाश्च पुण्डरीकाणि समुद्रस्य गृहा इमे ॥ (ऋ १०/१४२/८) इति पुष्पाणि ॥ धूरसि धूर्व धूर्वन्तं धूर्वतं योऽस्मान्धूर्वति तं धूर्व यं वयं धूर्वामस्त्वं देवानामसि वह्नितमं सस्नितमं

पप्रितमं जुष्टतमं देवहूतमम् ॥ (शु.य.८-१) इति धूपं समर्प्य ॥ उद्दीप्यस्व जातवेदोपघ्नं निर्ऋतिं मम। पशूं श्च मह्यमावह जीवनं च दिशो दश। इति दीपम् ॥ रक्षेनात्रं यजमानाय देहि कुविदं गनय मंतो वयं निद्यथादान्त्यनुपूर्वं वियुय। इहेहैषां कृणुत भोजनानि। ये बर्हिषो नमो वृत्तिं न जग्मुः ॥ तत्सवितुर्वृणीमहे वयं देवस्य भोजनम्। श्रेष्ठं सर्वधातमं तुरं भगस्य धीमहि ॥ (ऋ ५/८२/१)इति नैवेद्यम् ॥ शं नो देवीरभिष्टय आपो भवन्तु पीतये। शं योरभि स्रवन्तु नः ॥ (ऋ १०/९/४) इति जलपानम् ॥ याः फलिनीर्या अफला अपुष्पा याश्च पुष्पिणीः। बृहस्पति प्रसूतास्ता नो मुञ्चन्त्व हसः ॥ (शु.य.१२अ/८९)इति फल-ताम्बूलं च ॥ पवित्रं वै हिरण्यं पुनात्येवैनं बहु वै राजन्यो नृतं करोति। उपजाम्यै हरते जिनाति ब्राह्मणम्। वदत्यनृतं। अनृते खलु वै क्रियमाणे वरुणो गृह्णाति वारुणं यवमयं चरुं निर्वपति। वरुणपाशादेवैनं मुञ्चति अश्वो दक्षिणा। वारुणो हि देवतयाश्वःसमृद्ध्यै (तै.ब्रा.७) ॥ इति हिरण्यदक्षिणां निष्क्रयद्रव्यं वा ॥ अर्चत प्रार्चत प्रियमेधासो अर्चत। अर्चन्तु पुत्रका उत पुरं न धृष्णवर्चत ॥ (ऋ. ८/६९/८) अक्षितो सक्षित्यै त्वामामेक्षेष्ट ॥ अमुत्रममुष्मिंल्लोके ॥ इत्यनेन तिलकाक्षतौ ॥ ॐ श्रिये जातः श्रिय आ निरियाय श्रियं वयो जरितृभ्यो दधाति। श्रियं वसाना अमृतत्वमायन् भवन्ति सत्या समिथा मितद्रौ ॥ (ऋ ९/९४/४) ॐ श्रिय एवैनं तच्छ्रियामादधाति। संततमृचा वषट् कृत्यं संतत्यै संधीयते प्रजया पशुभिर्य एवं वेद। नर्य प्रजां मे गोपाय। अमृतत्वाय जीवसे। जातां जनिष्यमाणाञ्च। अमृते सत्ये प्रतिष्ठिताम्। अथर्वपितुं मे गोपाय। रसमन्नमिहायुषे। अदब्धायोऽशीततनो। अविषन्नः पितुं कृणु। शं स्यपशून्मे गोपाय। द्विपादो ये चतुष्पदः ॥ अष्टाशफाश्च य इहाग्नये। ये चैकशफा आशुगाः। सप्रथ सभां मे गोपाय। ये च सभ्याः सभासदः। तानिन्द्रियावतः कुरु। सर्वमायुरुपासताम्। अहिर्बुध्नीयं मंत्रं मे गोपाय। यमृषयस्त्रयिविदो

विदुः ।। ऋचः सामानि यजु षि । सा हि श्रीरमृता सताम् (तै.ब्रा.१अ.र.प्र.) ।। इत्यादि मंत्रैरारार्तिकम् ।। ॐ प्र णो देवि सरस्वती वाजेभिर्वाजिनीवती । धीनामवित्र्यवतु ।।(ऋ. ६-६१-४) आ नो दिवो बृहतः पर्वतादा सरस्वती यजता गन्तु यज्ञम् । हवं देवी जुजुषाणा घृताची शग्मां नो वाचमुशती श्रृणोतु ।। (ऋ ५/४३/११/) इति मंत्रेण मंत्रपुष्पाञ्जलिं समर्पयामीति पठित्वा अंजलिं दत्वा पठेत् । प्रचोदिता येन पुरा सरस्वती वितन्वताजस्य सतीं स्मृतिं हृदि । स्वलक्षणा प्रादुरभूत् किलास्यतः स मे ऋषीणामृषभः प्रसीदताम् ।।१।। आचार्यवाचः प्रणमामि भाष्यसुबोधिनीस्था इतराश्च यास्ताः । मत्स्वान्तमागत्य कृपाप्लुतास्तां मदीयवाचां रचयन्तु भूषाम् ।।२।। नमः श्रीवल्लभाचार्यचरणाब्जनखेन्दवे । कलि कल्मषघातिन्यै तद्वाण्यै च नमो नमः ।।३।। नमो वाक्पतये वाचे वल्लभाचार्यरूपिणे । आचार्यान्यै महालक्ष्म्यै सरस्वत्यै नमो नमः ।।४।। अथ चतुर्थदिने श्रवणे पूजनं कृत्वा पुस्तकोपरि अक्षतान्निक्षिपन् ।। ॐ उत्तिष्ठ ब्रह्मणस्पते देवयन्तस्त्वेमहे उप प्र यन्तु मरुतः सुदानव इन्द्र प्राशूर्भवा सचा ।। (ऋ.१-४०-१) अभ्यारंमिदद्रयो निषिक्तं पुष्करे मधुः ।। अवतस्य विसर्जने । (ऋ.८-७२-११) देवी सरस्वती यातु पूजामादाय मामिकाम् । इष्टकामप्रदानार्थं पुनरागमनाय च ।। श्रीः ।। शुभं भवतु ।।

।। इति गोस्वामिश्रीद्वारकेश्वरकृतौ श्रीसरस्वतीपूजननिर्णयप्रकारौ समाप्तौ ।।

# શ્રીદ્વારકેશજી વિરચિત
# શ્રીસરસ્વતી સ્થાપન પૂજન-નિર્ણય પ્રકાર - ગ્રન્થનો અનુવાદ

**અનુવાદક :- પ્રો. શાસ્ત્રીજી શ્રી ભગવત્પ્રસાદ પનાલાલ પંડ્યા- વડોદરા.**

## (૧)સરસ્વતી સ્થાપન નિર્ણય

नत्वा श्रीवल्लभाचार्यान् तत्प्रदर्शितमार्गतः।
सरस्वतीस्थापनीयप्रकारो ऽयं विविच्यते ॥११॥

વૈષ્ણવોએ કરવાના સરસ્વતી સ્થાપનાનો પ્રકાર આચાર્યશ્રી વલ્લભાચાર્યજીને નમસ્કાર કરીને એમના દ્વારા સ્થાપિત (પુષ્ટિ) માર્ગની રીત પ્રમાણે વર્ણવવામાં આવે છે.

**નિર્ણય** :- વૈષ્ણવોએ સરસ્વતી સ્થાપન કરવું જોઇએ તેવું શ્રી પુરુષોત્તમજીએ રચેલા સરસ્વતી સ્થાપનવાદ નામના ગ્રંથમાં પ્રતિપાદન કરેલું જ છે. તેથી અમે એ બાબત વિશેષ લખતા નથી. પરંતુ તેનો પ્રકાર કહેવામાં આવે છે. નિર્ણય સિન્ધુ ગ્રન્થમાં દેવીપુરાણમાંથી શ્લોક ટાંકવામાં આવ્યો છે.

मूलेषु स्थापनं देव्याः पूर्वाषाढासु पूजनम्।
उत्तरासु बलिं दद्यात् श्रवणेन विसर्जयेत्॥

દેવી (સરસ્વતી)નું મૂલનક્ષત્રમાં સ્થાપન કરવું, પૂર્વાષાઢા નક્ષત્રમાં પૂજન કરવું, ઉત્તરાષાઢા નક્ષત્રમાં બલિદાન આપવું અને શ્રવણનક્ષત્રમાં વિસર્જન કરવું જોઇએ.

રુદ્રયામલ ગ્રન્થમાં પણ કહ્યું છે કે :-

मूलऋक्षे सुराधीश पूजनीया सरस्वती।
पूजयेत्प्रत्यहं देव यावद्वैष्णवमृक्षकम्॥
नाध्यापयेन्न च लिखेत् नाधीयीत कदाचन।

पुस्तके स्थापिते देव विद्याकामो द्विजोतमः ॥

હે દેવોના રાજા ! મૂલનક્ષત્રમાં સરસ્વતીનું પૂજન કરવું જોઇએ અને વૈષ્ણવ નક્ષત્ર (શ્રવણ)સુધી દરરોજ પૂજન કરવું જોઇએ. હે દેવ, વિદ્યા મેળવવાની ઇચ્છાવાળા દ્વિજોત્તમે સરસ્વતીની સ્થાપનાના દિવસોમાં અધ્યાપન કાર્ય, લેખન કાર્ય અને અધ્યયન કરવું જોઇએ નહીં.

નિર્ણયામૃત ગ્રંથમાં કહ્યું છે કે :-

मूलेनागमनं देव्याः पूर्वाषाढासु पूजनम् ।
उत्तरासु बलिं दद्यात् श्रवणे चापराजिता ॥ इति पाठः ॥

મૂલનક્ષત્રમાં દેવી (સરસ્વતી)નું આવાહન (આગમન), પૂર્વાષાઢામાં પૂજન ઉત્તરાષાઢામાં બલિદાન અને શ્રવણ નક્ષત્રમાં દેવીનું વિસર્જન કરવું. કેટલાક ના મતે :-

मूलेनावाहयेद्देवीं श्रवणेन विसर्जयेत् ।
मूले चावाहयेद्देवीं श्रवणेन विसर्जयेत् ॥ इत्यपि ।

મૂલનક્ષત્રમાં દેવીનું આવાહન અને શ્રવણનક્ષત્રમાં વિસર્જન કરવું જોઇએ આવો મત પણ છે.
સમયમયૂખ સંગ્રહ ગ્રંથમાં ભગવાન્ ભાસ્કર વર્ણવે છે કે :-

आश्विनस्य सिते पक्षे मेधाकामः सरस्वतीम् ।
मूलेनावाहयेद्देवीं श्रवणेन विसर्जयेत् ॥

આશ્વિનમાસના શુકલ પક્ષમાં વિદ્યાની ઇચ્છાવાળાએ મૂલનક્ષત્રમાં સરસ્વતીનું આવાહન કરવું અને શ્રવણ નક્ષત્રમાં વિસર્જન કરવું જોઈએ.

અહીં 'નક્ષત્રે ચ લુપિ' આ (વ્યાકરણશાસ્ત્રના) સૂત્રથી અધિકરણના અર્થમાં તૃતીયા વિભક્તિ વાપરી છે તેથી મૂલનક્ષત્ર યુક્ત સમયમાં, શ્રવણ નક્ષત્ર યુક્ત સમયમાં એવો અર્થ કરવો.

'નિર્ણયસિન્ધુ'માં ઉદ્ધૃત કરાયેલ 'બ્રહ્માંડપુરાણના' વચન અનુસાર મૂલનક્ષત્રના પ્રથમચરણમાં આવાહન અને શ્રવણનક્ષત્રના

પ્રથમ ચરણમાં વિસર્જન કરવું એમ કહ્યું છે પ્રથમચરણ જો મધ્યાહ્ન થી પહેલા આવતું હોય તો સરસ્વતીનું દેવી તરીકે પૂજન કાર્ય સવારે (પૂર્વાહ્ણમાં) જ કરવું.

आदिपादो निशायां तु श्रवणस्य यदा भवेत् ।
सम्प्रेषणं तदा देव्या दशम्यां च महोत्सवः ।।

જો શ્રવણનક્ષત્રનું પ્રથમ ચરણ રાત્રીના સમયે આવે તો તેનો મહોત્સવ અને વિસર્જન દશમીના દિવસે કરવું એમ નિર્ણયસિન્ધુના બ્રહ્માંડ ખંડમાં વર્ણન છે. અહીં 'ચકાર' નો અર્થ સાથે થાય છે અને 'संप्रेषणम्' નો અર્થ વિસર્જન થાય છે. અહીં નક્ષત્રનો ક્ષય હોય તો ત્રણ દિવસ પૂજન કરવું. અને નક્ષત્ર વૃદ્ધિ હોય તો પાંચ દિવસ પૂજન કરવું જોઇએ. જો સૂર્યોદય સમયે થોડું પણ જયેષ્ઠાનક્ષત્ર હોય અને પૂર્વાહ્ણમાં મૂલનક્ષત્રનું પ્રથમચરણ હોય તો પણ પાંચ દિવસ પૂજન કરવું જોઇએ. જો આગલા દિવસે બપોર (મધ્યાહ્ન) સુધી જયેષ્ઠા નક્ષત્ર હોય અને મૂલનક્ષત્રનું પ્રથમચરણ બપોર પછી અને બીજે દિવસે સવારે થોડો સમય રહી પૂર્ણ થતું હોય તો 'सा तिथिस्तच्च नक्षत्रं यस्यामभ्युदितो रविरि' ति वचनात्' સૂર્યોદયના સમયે જે તિથિ અને નક્ષત્ર હોય તે જ સ્વીકારવું એ નિયમાનુસાર બીજા દિવસે મૂલનક્ષત્રના છેલ્લાચરણમાં પૂજન અને થોડો સમય હોય તો પૂર્વાષાઢાનક્ષત્રના પ્રથમપાદમાં સ્થાપન કરવું જોઇએ. પ્રથમ ચરણનો આગ્રહ રાખવો જોઇએ નહીં, એમ સંક્ષેપમાં કહ્યું છે. આ જ પ્રમાણે વિસર્જનમાં પણ જાણવું. શ્રવણ નક્ષત્ર ખૂબ ઓછું હોય તો ધનિષ્ઠાનક્ષત્રના પ્રથમચરણમાં વિસર્જન કરવું જોઇએ.

## (૨) સરસ્વતી પૂજન પ્રકાર

હવે પૂજનનો પ્રકાર વર્ણવે છે :- પ્રથમ પવિત્ર ભૂમિ ઉપર હળદર વગેરેથી અષ્ટદલ કરીને તેના ઉપર સ્વચ્છ વસ્ત્રથી આચ્છાદિત પીઠ ઉપર પુસ્તકોને સ્થાપન કરી (પધરાવી) પૂજન કરવું જોઇએ.
સર્વ પ્રથમ આચમન અને પ્રાણાયામ કરીને નીચેના બે મંત્રો બોલી શાન્તિપાઠ કરવો :-

ॐ भद्रं कर्णेभिः शृणुयाम देवाः । भद्रं पश्येमाक्षभिर्यजत्राः । स्थिरैरङ्गैस्तुष्टुवांसस्तनूभिर्व्यशेम देवहितं यदायुः ॥१॥ (ऋ. १-८९-८) ॐ स्वस्ति न इन्द्रो वृद्धश्रवाः स्वस्ति नः पूषा विश्ववेदाः
स्वस्ति नस्तार्क्ष्यो अरिष्टनेमिः स्वस्ति नो बृहस्पतिर्दधातु ॥२॥ (ऋ. १-८९-६) ॐ शान्तिः शान्तिः शान्तिः ॥ આ પાઠ કરીને

सुमुखश्चैकदन्तश्च कपिलो गजकर्णकः ।
लम्बोदरश्च विकटो विघ्ननाशो गणाधिपः ॥१॥
धूम्रकेतुर्गणाध्यक्षो भालचन्द्रो गजाननः ।
द्वादशैतानि नामानि यः पठेच्छृणुयादपि ॥२॥
विद्यारम्भे विवाहे च प्रवेशे निर्गमे तथा ।
सङ्ग्रामे सङ्कटे चैव विघ्नस्तस्य न जायते ॥३॥
शुक्लाम्बरधरं देवं शशिवर्णं चतुर्भुजम् ।
प्रसन्नवदनं ध्यायेत्सर्वविघ्नोपशान्तये ॥४॥
अभीप्सितार्थसिद्ध्यर्थं पूजितो यः सुरासुरैः ।
सर्वविघ्नच्छिदे तस्मै गणाधिपतये नमः ॥५॥
वागीशाद्या सुमनसः सर्वार्थानामुपक्रमे ।
यन्नत्वा कृतकृत्याः स्युः तं नमामि गजाननम् ॥६॥
॥ इति गणेशं प्रणम्य ॥ हस्ते समीताक्षतं जलं गृहीत्वा ॥

આ પ્રમાણે ગણપતિને વન્દન કરી હાથમાં પીળા ચોખા (અક્ષત) અને જલ લઇને (સંકલ્પ કરવો).

ॐ विष्णुर्विष्णुर्विष्णुः इत्यादि शुभतिथावित्यन्तमुक्त्वा मम श्रीमदाचार्यकृपया कायिक-वाचिक-मानसिक-सांसर्गिक-सर्वविघ्न-निर्हरणपूर्वकंश्रीमदाचार्योक्तिसुबोधसिद्ध्यर्थंभगवल्लक्षणायाः(भगवच्छास्त्रोदित-ब्रह्मविद्याप्राप्तिद्वारा श्रीगोवर्धनधरप्रीत्यर्थं भगवन्नामात्मक) श्रीमद्भागवतादिस्वरूपायाः सरस्वती देव्याः पूजनं प्रतिष्ठावाहनानि च करिष्ये । इति पूर्व दिने "આ પ્રમાણે પ્રથમ

દિવસે (સંકલ્પ કરવો) प्रत्यहं तु पूजनं करिष्ये ॥ इति संकल्प्य पुस्तके ष्वक्षतान्निक्षिपेत् ॥ આ પ્રમાણે બોલીને સંકલ્પ કરીને દરરોજ પૂજન કરીશ આમ બોલી પુસ્તક ઉપર અક્ષત પધરાવવા. પછી નીચેનો મંત્ર બોલી પ્રતિષ્ઠા કરવી :- "ॐ तदस्तु मित्रावरुणा तदग्ने शंयोरस्मभ्यमिदमस्तुशस्तम् । असीमहि गाधमुत प्रतिष्ठां नमो दिवे बृहते सादनाय । गृहा वै प्रतिष्ठा सूक्तं तत्प्रतिष्ठिततमया वाचा शंस्तव्यं तस्माद्यद्यपि दूर इव पशू लभते गृहानेवै नानाजिगमिषति गृहा हि पशूनां प्रतिष्ठा प्रतिष्ठा ।" अनेन मन्त्रेण प्रतिष्ठाप्य । सरस्वतीमावाहयामि એમ બોલી अनेनावाह्य, देवि सरस्वति इहागच्छ इह तिष्ठ, सुप्रतिष्ठिता वरदा भव એમ બોલવું.

प्रथमदिन एव कार्यम् । આ પણ પ્રથમ દિવસનું જ કર્મ છે. ॐ आशासानः सुवीर्य रायस्पोष स्वश्रियम् । बृहस्पतिनाराया स्वगाकृतो मह्यं यजमानाय (३) तिष्ठ ॥ इति मंत्रेणासनं समर्प्य ॥ ( આ મંત્ર બોલીને આસન અર્પણ કરવું.

ॐ चरणं पवित्रं विततं पुराणं येन पूतस्तरति दुष्कृतानि । तेन पवित्रेण शुद्धेन पूता अति पाप्मानमरातिं तरेम ॥ इत्यनेन पाद्यं समर्प्य ॥ આ મન્ત્રથી પગ ધોવા જલ અર્પણ કરવું. ॐ भूर्भुवः स्वः (सुवः) तत्सवितुर्व्वरेण्यं (णीयं) भर्गो देवस्य धीमहि । धीयो यो नः प्रचोदयात् । इत्येनन अर्घ्यम् આ ગાયત્રી મંત્ર બોલીને અર્ઘ્ય અર્પણ કરવો.

ॐ आपो हिष्ठा मयोभुवस्ता न ऊर्जे दधातन । महे रणाय चक्षसे ॥ यो वः शिवतमो रसस्तस्य भाजयतेहनः । उशतीरिव मातरः । तस्मा अरंगमामवो यस्य क्षयाय जिन्वथ । आपो जनयथा चनः । (ऋ. १०-९-१-३) अनेन आचमनम् આ મંત્ર બોલી આચમન કરાવવું.

ॐ इमं मे गङ्गे यमुने सरस्वति शुतुद्रि स्तोम सचता परुष्णया (ष्णिया) । असिक्न्या (असिक्निया) मरुद्वृधे वितस्तयाऽऽ र्जीकीये श्रृणुह्या सुषोमया ॥ (ऋ. १०/७५/५ ), इति स्नानम् આ મન્ત્રથી સ્નાન કરાવવું.

ॐ युवं वस्त्राणि पीवसावसाथे युवोरच्छिद्रा मन्तवो ह सर्गाः । अवातिरतमनृतानि विश्व ऋतेन मित्रावरुणा सचेथे ॥ (ऋ. १-१५२-१) इति वस्त्राणि परिधाप्य । આ મંત્રથી વસ્ત્રો અર્પણ કરવા.

ॐ गन्धद्वारां दुराधर्षां नित्यपुष्टां करीषिणीम् ।
ईश्वरीं सर्वभूतानां तामिहोपह्वये श्रियम् ॥ इति गंधं समर्प्य ।
આ મંત્રથી તિલક (ચંદન, કંકુ) કરવું.

ॐ अक्षितोऽस्य क्षित्यै त्वामामेक्षेष्ठा । अमुत्रामुष्मिंल्लोके । इत्यक्षतानि समर्प्य ॥ આ મંત્ર બોલી ચોખા (અક્ષત) અર્પણ કરવા.

ॐ आयने ते परायणे दूर्वा रोहन्तु पुष्पिणीः ।
हृदाश्च पुण्डरीकाणि समुद्रस्य गृहा इमे । (ऋ. १०-१४२-८) इति पुष्पाणि ॥ આ મંત્ર બોલી ફૂલ (પુષ્પ) અર્પણ કરવા.

ॐ धूरसि धूर्व धूर्वन्तं धूर्व तं योऽस्मान् धूर्वति तं
धूर्व यं वयं धूर्वामस्त्वं देवानामसि वह्नितमं सस्नितमं
पप्रितमं जुष्टतमं देवहूतमम् ॥ (शु-य.८-१) इति धूपं समर्प्य । આ મંત્ર બોલી ધૂપ સમર્પણ કરીને

ॐ उद्दीप्यस्व जातवेदोपघ्नं निर्ऋतिं मम । पशूंश्च मह्यमावह जीवनं च दिशो दश ॥ इति दीपम् । આ મંત્ર બોલી દીવો કરવો.

ॐ रसेनान्नं यजमानाय देहि कुविदं गवयमंतो वयं चिद्यथादान्त्यनुपूर्व वियुय । इहे हैषा कृणुत भोजनानि । ये बर्हिषो नमो वृत्तिं न जग्मुः ॥ અને ॐ तत्सवितुर्वृणीमहे वयं देवस्य भोजनम् । श्रेष्ठं सर्वधातमं तुरं भगस्य धीमहि । (ऋ.५-८२-१) इति नैवेद्यम् ॥ આ મન્ત્રો બોલી નૈવેદ્ય (ભોગ) અર્પણ કરવું. ॐ शं नो देवीरभिष्टय आपो भवन्तु पीतये । शं योरभि स्रवन्तु नः (ऋ.१०-९-४) ॥ इति जलपानम् ॥ આ મંત્ર બોલી જલ અર્પણ કરવું.

ॐ याः फलिनीर्या अफला अपुष्पा याश्च पुष्पिणीः ।
बृहस्पतिप्रसूतास्ता नो मुञ्चन्त्व हसः ॥ (शु.य. १२अ-८९) इति फल-

ताम्बुल च ॥ આ મંત્ર બોલી ફલ અને તામ્બૂલ અર્પણ કરવા.

ॐ पवित्रं वै हिरण्यं पुनात्येवैनं बहु वै राजन्यो नृतं करोति । उपजाम्यै हरते जिनाति ब्राह्मणम् वदत्यनृतं । अनृते खलु वै क्रियमाणे वरुणो गृह्णाति वारुणं यवमयं चरुं निर्वपति । वरुणपाशादेवैनं मुञ्चति अश्वो दक्षिणा । वारुणो हि देवतया श्वःसमृद्ध्ये ॥ (तै. ब्रा.७अ) इति हिरण्य दक्षिणां निष्क्रयद्रव्यं वा ॥ આ મંત્ર બોલી દક્ષિણા અથવા નિષ્ક્રય દ્રવ્ય પધરાવવું.

ॐ अर्चत प्रार्चत प्रियमेधासो अर्चत ।
अर्चन्तु पुत्रका उत पुरं न धृष्णवर्चत ॥ (ऋ. ८-६९-८)
अक्षितो सक्षित्यै त्वामामेक्षेष्ट ॥
अमुत्ररमुष्मिं ल्लोके ॥ इत्यनेन तिलकाक्षतौ ॥
આ મંત્ર બોલી તિલક કરી અક્ષત પધરાવવા.

ॐ श्रिये जातः श्रिय आ निरियाय श्रियं वयो जरितृभ्यो दधाति । श्रियं वसाना अमृतत्वमायन् भवन्ति सत्या समिथा मितद्रौ ॥ (ऋ.९-९४-४.) ॐ श्रिय एवैनं तच्छ्रियामादधाति । संतत मृचा वषट् कृत्यं संतत्यै । संधीयते प्रजया पशुभिर्य एवं वेद । नर्य प्रजां मे गोपाय । अमृतत्वाय जीवसे । जातां जनिष्यमाणाञ्च । अमृते सत्ये प्रतिष्ठिताम् । अथर्व पितुं मे गोपाय । रसमन्न मिहायुषे । अदब्धायोऽ शीततनो । अविषन्नः पितुं कृणु । श स्य पशून्मे गोपाय । द्विपादो ये चतुष्पदः । अष्टाशफाश्च य इहाग्नये । ये चैकशफा आशुगाः ॥ सप्रथ सभां मे गोपाय । ये च सभ्याः सभासदः । तानिन्द्रियावतः कुरु । सर्वमायुरुपासताम् । अहिर्बुध्नीयमंत्रं मे गोपाय । यमृषयस्त्रयिविदो विदुः । ऋचः सामानि यजू षि । सा हि श्रीरमृता सताम् । (तै.ब्रा. १अ.र.प्र) इत्यादि मंत्ररातार्तिकम् । આ મંત્રો બોલી આરતી કરવી.

ॐ प्र णो देवि सरस्वती वाजेभिर्वाजिनीवती । धीनामवित्र्यवतु । (ऋ.६-६१-४) आ नो दिवो बृहतः पर्वतादा सरस्वती यजता गन्तु यज्ञम् । हवं देवी जुजुषाणा घृताची शग्मां नो वाचमुशती श्रृणोतु (ऋ - ५-४३-११) इति मंत्रेण मंत्र पुष्पाञ्जलिं समर्पयामीति पाठेत्वा अंजलिं दत्वा पठेत् । આ મંત્ર બોલી

મંત્રપુષ્પાંજલિ સમર્પી નીચેના શ્લોકોથી સરસ્વતીની પ્રાર્થના કરવી.

प्रचोदिता येन पुरा सरस्वती
वितन्वताजस्य सतीं स्मृतिं हृदि।
स्वलक्षणा प्रादुरभूत् किलास्यतः।
स मे ऋषीणामृषभः प्रसीदताम् ॥१॥
आचार्यवाचः प्रणमामि भाष्य-
सुबोधिनीस्था इतराश्च यास्ताः।
मत्स्वान्तमागत्य कृपाप्लुतास्तां
मदीयवाचां रचयन्तु भूषाम् ॥२॥
नमः श्रीवल्लभाचार्यचरणाब्जनखेन्दवे।
कलिकल्मषघातिन्यै तद्वाण्यै च नमो नमः ॥३॥
नमो वाक्पतये वाचे वल्लभाचार्यरूपिणे।
आचार्यान्यै महालक्ष्म्यै सरस्वत्यै नमो नमः ॥४॥

अथ चतुर्थदिने श्रवणे पूजनं कृत्वा पुस्तकोपरि अक्षतान्निक्षिपन्।

આ પ્રમાણે પ્રાર્થના કરી છેલ્લા દિવસે શ્રવણનક્ષત્રમાં પૂજન કરી પુસ્તક ઉપર અક્ષત પધરાવી ॐ उत्तिष्ठ ब्रह्मणस्पते देवयन्तस्त्वेमहे। उपप्रयन्तु मरुतः सुदानव इन्द्र प्राशूर्भवा सचा॥ (ऋ १-४०-१) अभ्यारंमिदद्रयो निषित्तुं पुष्करे मधु। अवतस्य विसर्जने। (ऋ.८-७२-११) વિસર્જન કરવું. અને ફરી પધારવાની વિનંતી કરવી.

देवी सरस्वती यातु पूजामादाय मामिकाम्।
इष्टकामप्रदानार्थं पुनरागमनाय च ॥४॥

॥ श्रीः शुभं भवतु ॥

॥ इति गोस्वामिश्रीद्वारकेश्वरकृतौ श्रीसरस्वतीपूजननिर्णयप्रकारौ समाप्तौ ॥

**ગોસ્વામી શ્રી દ્વારકેશજી વિરચિત શ્રી સરસ્વતીપૂજન નિર્ણય-પ્રકાર સમાપ્ત થયો ॥**